

ગુજરાત આના માળા સિરીઝ ૧ લી.

ધાર્મિક-નવલકથા. Reg. No. 56

# પાર્વતિ વિવાહ.

પ્રયોજક અને પ્રકાશક-


ગોર, અંબાલાલ છગનલાલ કહેરા.

વડાગામ-( મહિકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની-કમલિની-રાણી દુર્ગાવતી, સવિતા સુશિલા-વિગેરેના કર્તા અને આનામાળાઓના લેખક.



પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦. વિક્રમાબ્દ ૧૯૭૭.





અમદાવાદ,

શ્રી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું. ઠે૦ પાંચકુવા.


કિંમત- } ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.



પાર્વતી વિવાહ

૮૨૦૯

# વિનંતિ પત્ર.



ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઈ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્તનમાં કંઈક સદ્ભાવ ઉત્પન્ન કરવો.

સુહૃદ્દ ગૃહસ્થો-હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વેને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ. એ દરેક બંધુઓનું અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝ સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચુ છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મુળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ, જીજ્ઞાસા દષ્ટિવૃત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞબંધુઓ આપ ગ્રાહક થઇ-અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

સંવત ૧૯૭૭.
મકરશંક્રાન્તી
અમદાવાદ.

આપનો સ્નેહાધીન,
ગોર અંબાલાલ સી.
વડાગામ-(મહીકાંઠા)

# પાર્વતિ વિવાહ.



ર્વતીએ ઘણાં વર્ષ તપ કર્યું. અને શિવને પ્રસન્ન કર્યા, અને પાર્વતિએ કહ્યું કે મહાદેવ હે શંભો હું ત્હમારી રજા લેઉં છું. અને મ્હારા બાપને ઘેર જઇને જગતમાં લોકો જેમ જાહેર વિવાહ કરે છે તેમ લગ્ન કરવું અને જગતમાં જશ અને આબરૂ વાપરતાં મારા બાપનો જન્મ તથા ઘર સફળ કરો ને મારો પિતા પણ જાણે કે પુત્રીએ સારૂ કર્યું, એમ પાર્વતીનાં વચન સાંભળીને શીવે પાર્વતીને કહ્યું કે જેમ તું ઇચ્છે છે તેમજ થશે. એમ કહીને શીવ અંતર્ધ્યાન થઇ ગયા અને ત્યાં જઇ સપ્ત રૂષિયોને સંભાર્યા, અને પાર્વતી પણ સખીયો સહીત પોતાનું રૂપ સફલ કરીને બાપને ઘેર ગઇ ત્યારે તેનાં માબાપ, સખીયો, તથા બીજા ઘણાક લોકો પાર્વતીના સ્હામા આવ્યા. ને બહુજ માનથી તેના બાપને ઘેર તેડી ગયા ને કુપુત્રથી તો આવી છોડી બહુજ સારી એમ હીમાચળ નારદની આગળ વખાણતા હતા.

તે કાશીમાં જયારે શિવે રૂષિયોને સંભાળ્યા ને જાણે કલ્પવૃક્ષજ હોય એમ સાતે રૂષિએ ત્યાં આવ્યા, ને સોના જેવાં ભોજપત્ર પહેરીને પરબ્રહ્મનો જપ કરતા, ને મોતીની માળાઓ તથા બીજાં ઘરેણાંએ કરીને શોભતી. જાણે સિદ્ધિજ હોય એવી અરૂંધતી (સપ્તરૂષિયોની સ્ત્રી) પણ ત્યાં આવી ને વિસ્મય પામીને શિવને નમસ્કાર કરીને બે હાથ જોડીને શિવ પ્રત્યે બોલ્યા. હે

પ્રભુ જે કામ હોય તે અમને કહો ત્યારે શિવે કહ્યું. હે રૂષિયો, હું પાર્વતિ સાથે વિવાહ કરવાને ઇચ્છધું. ને પાર્વતિયે પણ રૂષિયોથી ન થાય એવું તપ કર્યું છે તે પાર્વતીને મનવાંચ્છિત સુખદાયક ફળ મારે દેવું જોઇએ. માટે હે રૂષિયો ત્હમે હીમાચળને ઘેર જાઓ ને ત્યાં જઇને હિમાચળ તથા ત્હેની સ્ત્રિ મેનાને સારી રીતે સમજાવો ને હે રૂષિયો તમારો કરેલો જે વિવાહ હોય તે કદી ફરે નહી. માટે તમને હું કાંઇ વધારે કહેતો નથી. એમ શિવનાં વચન સાંભળીને મુનીયો પરમ આનંદ પામતા. એકમેક કહેવા લાગ્યા કે–શંકર સર્વને સુખ આપવાવાળા છે, અને પાર્વતી પણ જગતની માતા છે. અને એ સબંધ યોગ્યજ છે. ચંદ્રની કળાની પેઠે નિત્ય વૃદ્ધિ પામો–એમ કહીને તે દિવ્ય રૂષિયો શિવને નમસ્કાર કરીને, આકાશ માર્ગે પોતે ચાલ્યા, અને હિમાચળનું નગર દેખીને રૂષિયો વિસ્મય પામ્યા–અને પરસ્પર કહેવા લાગ્યા–કે આ શું શોભાયમાન દેખાય છે–જુઓ તો ખરા, કુબેર ભંડારીની જે અલકાનગરી તેના કરતાં અને સ્વર્ગના કરતાં તથા–નાગલોકની જે ભોગવતી નગરી તેના કરતાં પણ આ સરસ પુરી દેખાય છે ને હે ભાઇઓ–દેવોની જે અમરાવતી તેના કરતાં પણ બહુજ સરસ દેખાય છે, ને આ નગરનાં ઘર એવાં સુંદર છે કે, આપણાથી પણ વર્ણન થઇ શકે નહિ કેમકે આ ઘરનાં આંગણાં પણ નાના પ્રકારના હીરામાણેક વિગેરે રત્નોથી જડેલાં છે ને બીજા સુર્યકાંત ને ચંદ્રકાન્ત મણી પણ જડેલા છે, અને ઘેર ઘેર સ્વર્ગનાં વૃક્ષ અને કલ્પવૃક્ષ રોપેલાં છે, ને ઘેર ઘેર મોતીયોનાં તોરણની શોભા પણ બહુજ સારી દેખાય છે, આસોપાલવનાં તોરણો અને ચંદરવા પણ ઘણા દેખાય છે, તેમ ફુલફડાથી ભરેલા

વૃક્ષોના બગીચા પણ ઘણા છે. પક્ષીયો પણ ઘણાં મધુરસ્વરવાળાં છે ને પુરૂષ તે દેવ અને સ્રિઓ તે અપ્સરાઓ જેવી છે. દેવના વિરૂદ્ધિ માણસો તે પણ દેવ જેવા છે, ત્યાં સ્રિઓના રૂપનુ તો શું કહેવું? હે ભાઇઓ આ નગરીનો મહિમા શું વર્ણન કરીએ બીજા જે યજ્ઞ કરનારા લોકો, હિમાચળના નગરને છોડીને સ્વર્ગમાં જવા માટે જે પુન્ય કરે છે તે વૃથા છે. એવી રીતે હિમાચળના નગરનું વર્ણન કરતા, તે રૂષિયો હિમાચળને ઘેર આવ્યા, તેમને સૂર્ય જેવા કાન્તિવાન જોઇને હિમાચળ વિસ્મય પામ્યો, પછી હીમાચળ તેમને અગાડી કરીને ઘરમાં લઇ ગયો અને તેમને બહુજ ભક્તિભાવથી આસન આપ્યું.

એ પછી હિમાચળ તેજસ્વિ એવા રૂષિયો પ્રત્યે બોલ્યો. હે મહારાજ હું કૃતકૃત્ય છું. કે આપ જેવા રૂષિયો મારે ઘેર પધાર્યા. હું આપનાં દર્શન કરીને પવિત્ર થયો છું. મારૂ ઘર પવિત્ર કરવા સારૂ તમો પધારો છો. તોપણ મુજ સેવક લાયક કાંઇ કામ હોય તે તમારે કહેવું જોઇએ. તો હે રૂષિસ-તમ-તમો મને કાંઇ કામ કરવા માટે આજ્ઞા કરો.

એવાં હિમાચળનાં વચન સાંભળીને રૂષિયો બહુ ખુશી થયા ને તે ગિરીરાજ પ્રત્યે બોલ્યા કે;—

હિમાચળ તું ધન્ય છે, કૃત્યકૃત્ય છે, ભાગ્યવાન છે ને ત્હારૂ મોટાપણુ અમો શું વખાણીએ કેમકે—સાક્ષાત શિવને પણ તું વહાલો છે, અને શંકર અમારા મૂખે કરીને ત્હારી પુત્રી માગે છે. એ જગત્‌ગુરૂ શિવ ત્હેનો પણ તું ગુરૂ થઇશ, અને એમના અનુગ્રહથી તારી પુત્રી તે પણ જગતની માતા થશે. એવાં વચન સાંભળીને પર્વતરાજ પોતે બોલ્યો.

મારૂ શરીર, મારી સ્ત્રિ જે મેના છે અને જે મારૂ ધન ધાન્ય, સિદ્ધિ, ભંડાર લક્ષ્મિ તે સર્વ શીવથી વેગળુ નથી. એમ કહી હિમાચળે પાર્વતીને વસ્ત્ર ઘરેણાં પહેરાવીને રૂષિયોના ખોળામાં બેસાડી-ને કહે છે કે-હે રૂષિયો-આ પાર્વતિ મેં ભિક્ષાને ઠેકાણે આપને આપી, એ પછી રૂષિયોએ પાર્વતિને આશીર્વાદ આપ્યો કે-હે પાર્વતી તું શિવને સુખદાયક થજે. એમ કહી પાર્વતિના માથે હાથ મુકીને હિમાચળને આશિર્વાદ આપીને હિમાચળને ફળફુલ આપ્યાં, અને અરૂધતી પણ જેના નેત્રમાં આંસુ છે એવી મેનાને દેખીને શિવના ગુણનાં વખાણ કરી લોભાવતી હતી, પછી હલધર તશા કંકુ લાવીને, ચોથે દિવસે, ઉત્તમ લગ્ન નિશ્ચય કર્યાં. એ પછી પરસ્પર પ્રસન્ન થઇને રૂષિયો શિવ પાસે ગયા, ત્યાં જઇને વિવાહની રીત સર્વ મહાદેવને કહી ત્યારે શિવે કહ્યું. હે રૂષિસ-તમ-લગ્નના કામમાં મારે તમને આચાર્ય કરવા છે માટે તમારા શિષ્યો સહીત તમારે અહીં વહેલું આવવું. રૂષિયોએ બહુજ સારૂ એમ કહી ચાલ્યા ગયા અને શિવ પોતાના ગણસહિત-વિવાહની રચના માટે કૈલાસ પ્રત્યે ગયા—ત્યાં નારદરૂષિનું સ્મરણ કરતાંજ નારદ આવ્યા, ને એમને વિવાહની વાત કરી, અને કહ્યું કે પાર્વ-તિએ બહુ તપ કર્યું છે. હું તેનાથી વશિભૂત છું. પછી નારદે કહ્યું-હે પ્રભુ-મારા લાયક જે કામ હોય તે મને કહો, પછી શંકરે આજ્ઞા કરી કે, હે નારદ વિવાહના કામમાં તમારે સર્વ દેવોને નોતરાં દેવાં. સારી રીતે કહેવું ને સારા રૂષિયોને પણ કહેવાને ચૂકવું નહિ-દેવીયો, ગણ, યક્ષ, ગાંધર્વ, સર્વેને કહેવું, ને એમ કહેવું કે આજ હમારા વિવાહમાં નહી આવે તે હમારો

નહિ, એ પછી શિવ આજ્ઞા મુજબ નારદ શિવને નમસ્કાર કરીને સર્વલોકમાં ગયા.

હિમાચળ પણ પોતાને ઘેર, બહુ જાતનાં ચિત્રવિચિત્ર તોરણ બંધાવતો હતો, બંધુ-મિત્ર-કુટુંબ સ્ત્રિઓ પણ, પોતપોતાના પુત્રપુત્રીએ સહિત વસ્ત્રલંકાર પહેરી, હિમાચળને ઘેર આવી હતી. બીજા પર્વતો પણ મનુષ્યોનું રૂપ ધારણ કરીને આવ્યા હતા અને વિવાહનું કામ કરતા હતા. હિમાચળ પાર્વતીને પીઠી ચોળી, સ્નાન કરાવી, ઘરેણું પહેરાવતો હતો. એ પછી હિમાચળ વરની જાનની વાટ જોઇને ઉભો રહ્યો હતો, એ સમયે શંકર પોતાના સૈન્ય સહીત સમીપમાં આવતા હતા. એ પછી હિમાચળે પોતાની સેનાને સ્હામી મોકલી. બંન્ને સેનાઓ અરસ્પરસ મળી. ને જાણે, બે સમુદ્ર ભેગા મળ્યા હોય એમ શોભતી હતી, અને તે વખતે અજ્ઞાનયુક્ત મેના શિવનુ રૂપ દેખવા સારૂ, નારદ સહીત પોતાની હવેલી ઉપર ચડીને બેઠી, ને શિવ પણ મેનાનો અહંકાર જાણીને, મોહ થાય એવું પોતાનુ રૂપ દેખાડતા હતા, એ સમયે દેવતાઓની સેના બહુજ રૂપવાળી જોઇને મેના ઘણીજ ખુશી થઈ ને વળી વિચાર કરવા લાગી કે સાક્ષાત સેનાનો પાત તે શિવ વળી કેવો રૂપવાન હશે? એ પછી કૌતુકવાળી અને આશ્ચર્યની વાત સાંભળો કે;—

પ્રથમ ગાંધર્વ લોકો સુંદર વેષ ધરીને, નાના પ્રકારના વસ્ત્ર તથા સુંદર આભૂષણોથી શોભતા, ઘોડા, હાથી, રથ, વૈમાન વગેરે વાહનો સહીત વાજાં વગાડતા. ચિત્રવિચિત્ર ધ્વજાઓ—અને અપ્સરાઓ સહીત ત્યાં આવ્યા. એટલે ગાંધર્વોનો રાજા વિશ્વાવસુ જે રૂપાળો હતો, તેને દેખી ખુશી થઇને, મેનાએ કહ્યું; નારદજી?

આ શિવ છે? નારદે કહ્યું; ના મેના એતો દેવતાઓ પાસે ગાવા-વાળો છે, એ શંકર ક્યાંથી હોય, એ પછી યક્ષોનો પતિ કુબેર-ભંડારી આવ્યો, તેને ઘણોજ શોભાયુક્ત જોઇને, મેના કહે છે કે આ શિવ છે? ત્યારે નારદે ના કહી—એટલે સર્વ દેવમાં શ્રેષ્ટ એવો ઇન્દ્ર આવ્યો, તેની સોભા સુવર્ણથી પણ અધીક દેખીને મેના કહે છે—કે આ શિવ છે? તો નારદ કહે, એ પણ નહી, એટલે સર્વ શોભા સહીત ધર્મરાજા આવ્યા, તેમની ઇંદ્રથી બમણી શોભા દેખીને. મેના કહે આ શિવ? ત્યારે નારદ કહે કે, એ પણ નહી, પછી નારદ કહે એ સર્વે તો શિવના ચાકર છે. એટલે સર્વ દેવમય લોકમાં પ્રકાશમાન સૂર્યને દેખ્યા એટલે મેના કહે છે આ શિવ? એટલે નારદ કહે નહિ—એ પછી સર્વ ગ્રહો સહિત ચંદ્રમા આવ્યા, તેમની સૂર્યથી બમણી શોભા દેખીને મેના કહે છે કે એજ શિવ નિશ્ચય હશે, એમ કહે છે એટલામાં સપ્તરૂષિયો આવ્યા, ને ગંગા આદીક જે તીર્થ અને પોતાના શિષ્યો સહિત ભૃગુરૂષિ વિગેરે મોટમોટા મુનિશ્વરો આવ્યા, એ બધા રૂષિયોની વચે સુંદર બ્રહસ્પતીને દેખીને મેના કહે છે કે આ શિવ હશે, તો નારદ કહે છે કે ના એ નહિ એતો શિવનો સેવક છે, એ પછી બ્રહ્મા, વિષ્ણુ, વિગેરે મુર્તિમાન દેવો આવ્યા તોપણ નારદે મેનાને શિવ ના હોય—એમજ કહ્યું, છેલ્લે નારદે મેનાને કહ્યું. હે મેના હવે જે આવે છે તે નિર્ગુણ ગુણવાન શિવ છે. એમ નારદનું વચન સાંભળીને મેના ખુશી થઈ, અને મેના હર્ષયુક્ત થઇ અને શંકરને દેખવા લાગી, ત્યારે કેટલાક વંટોળીયાનું રૂપ ધરીને આવ્યા, તેમને નારદે બતાવ્યા. કે હે મેના આ શંકરના સેવક આવ્યા, તેમને જો અને બીજા આવે છે, તેમને જોજે એમ કહે

છે એટલામાં બીજા ભૂત-પ્રેત-પિશાચ અને જેમનાં વાંકાં મૂખ છે, એવા કેટલાક રૂપ આવ્યા. તેઓ ભયંકર ને કાળા હતા, ને કેટલાક તો પગે ખોડાને કેટલાકને શરીરે વાળ હતા. કેટલાક દંડ પાસ ધરીને આવ્યા હતા, ને કેટલાકની પાસે મુદગર હતા, કેટલાક વિરૂદ્ધ વાહનપર બેશીને ખોટા શબ્દ કરતા હતા, ને ડમરૂ વગાડતા ને ગાલ વગાડતા હતા, ને બીજા તાલ બજાવતા ને શૃંગીના નાદ કરતા હતા. કેટલાક શિંગડાં વગાડતા હતા, ને કેટલાક શંખ વગાડતા હતા, એવા અસંખ્યાત આવ્યા, એમને જોઇને મેના ત્રાસ પામી. એ પછી

શંકર આવ્યા, તે બળદ ઉપર બેઠેલા હતા, જેને પાંચ મુખ છે, ત્રણ નેત્ર છે, ભસ્મ ધારણ કરી છે, ને ચંદ્ર જેના મુકુટપર છે, દસ હાથ છે, ને કૃપાલ હાથમાં છે. એવા શંકરને દેખ્યા, વળી વાઘનુ ચામડુ જેણે ઓઢયું છે, પિનાક હાથમાં છે, ને ખપ્પર હાથમાં છે. શંખ આદી આભૂષણો સહીત આવ્યા ત્યારે નારદે કહ્યું મેના જો આ શિવ છે, એમ નારદનું વચન સાંભળીને જેમ કોઈ વાયુની મારી લત્તા ભાગી પડે, તેમ મેના પૃથ્વિ ઉપર પડી ગઇ, ને પાર્વતિને ધિક્કારવા લાગી કે,

હે પાર્વતિ ત્હને ધિક્કાર છે. તેં આ શું કર્યું? એમ કહીને ધબ્બ દઇને અચેતન થઈ ને મૂર્ચ્છિત અવસ્થામાં પાછી પડી ગઇ, એ પછી નારદે મેનાને મૂર્ચ્છામાંથી ઉઠાડી, મેના નારદનો તિરસ્કાર કરીને પાર્વતિના ચરિત્રની નિંદા કરતી હતી, કે, હે પુત્રી, હે નારદ, મારૂ જીવીત પણ આજ વૃથા ગયું. એમાં કોઇનું કાંઇ ગયું નથી. ને મારૂ એકલીનુ ઘર ગયું, ને હાથમાં દીવો લઇને

કુવામાં પડે તેમ થયું, હે સપ્તરૂષિયો ક્યાં ગયા! ત્હમારી ડાઢી ઉપાડી નાખું, ને અરૂંધતી તો મહા ધુર્ત છે, અરે હું કોનો દોષ કાઢું એ બધુ મારી છોકરીએ કર્યું છે એમાં કોઇનો વાંક નથી. એ દુરાચરણીએ સોનુ આપીને કાચ લે એવુ કર્યું છે. ચંદન ચોપડવુ મૂકીને કાદવ ચોપડયો છે, હંસ ઉરાડી મૂકીને કાગડો પાળ્યો છે ને ગંગાનુ જળ મૂકીને ખાબોચીયાનુ જળ પીધુ છે. ચોખા મુકીને ફોતરાં ખાધાં, ને સિંહની સેવા મુકીને શિયાળની સેવા કરવા ધારે છે માટે હે દુરાગ્રહે પાર્વતી ત્હને ધીક્કાર છે, ને પર્વતરાજ હીમાચળ પણ મારી આંખોથી વેગળો જાય, અને રૂષિયો પણ એમનાં મુખ મને શામાટે દેખાડતા હશે? હું વાંઝણી કેમ ન રહી, મારો ગર્ભ કેમ ન પડયો? કે મારી પુત્રી કેમ ન મરી ગઇ કે તે મહા અઘોર વનમાં તપ કરતી હતી—હે પાર્વતી હમણાજ તારૂ માથુ કાપી નાખુ છું ને મારૂ શરીર ત્યાગ કરૂ છું. એમ કહીને મેનાએ હીમાચળની પાસે પડતુ મુક્યું, એ સમે બ્રહ્મા પોતે ત્યાં આવ્યા, અને નારદ પણ ત્યાં મેનાને સમજાવતા હતા, કે હે સુંદરી તમે શિવનુ રૂપ ખરોખર જાણ્યું નથી. ત્યારે મેના બોલી કે—હે દુષ્ટ તું મારા આગળથી વેગળો રહે, ફેર પાછા બ્રહ્મા ત્યાં આવીને મેનાને કહેવા લાગ્યા, કે હે મેના તું મારૂ વચન સાંભળ કે શંકર સર્વ લોકના કર્ત્તા છે, પોતે પાલન કરે છે, ને પોતે સંહાર પણ કરે છે, તું શિવનુ રૂપ જાણતી નથી, એય સાંભળીને મેના બ્રહ્માને કહેતી હતી—કે હે બ્રહ્મન્ તમે ખોટું કેમ કરવા બેઠા છો, તે શિવનુ રૂપ મેં દેખ્યું છે. મારે તો પાર્વતી એવા કુરૂપવાળા શંકરને પરણાવવી નથી, એમ મેના, બ્રહ્માના વચનનો નિરસ્કાર કરતી હતી, તે બોલી કે-શસ્ત્રે કરીને

હમણાજ એને મારી નાખીશ પણ શંકરને પુત્રી નહી પરણાવું. એવું બોલી ત્યારે હિમાચળ ત્યાં આવીને કહે છે કે—

હે પ્રિય–તું આમ ગાંડી કેમ થાય છે? ને કેવા કેવા દેવો આપણે ઘેર આવ્યા છે? ને તેમને ખોટું કેમ બોલે છે? શંકરને તો મેં જાણ્યા છે. એ તો સર્વ પ્રતિપાળક છે, શિક્ષાએ દે છે ને રક્ષણ પણ એજ કરે છે. ને એ તો જગત્‌ને પૂંજવા લાયક છે માટે દુઃખ મૂકીને હમણા વિવાહનુ કામકર ફરીમેના કહે છે કે હે સ્વામિન્ સાંભળો કે;

આ પાર્વતીને ઝાલીને એને ગળે પર્વત બાંધીને સમુદ્રમાં નાખીને તમો સુખી થાઓ. પણ પાર્વતિ શીવને નહી આપવી એ મારૂં વચન નિશ્ચે જાણો. ને જો તમે કદી પુત્રીને પરણાવશો તો હું હમણાં દેહત્યાગ કરીશ. એટલે પાર્વતિ ત્યાં આવી કહે છે કે હે માત ત્હને આવી અવળી બુદ્ધિ કેમ સુઝી. તું ધર્મવાળી થઇને કેમ ધર્મનો ત્યાગ કરે છે. શંકર તો સાક્ષાત જગતના શ્રેષ્ઠ છે, એ પાલક છે, સનાતન છે ને જેના અગાડી સર્વે દેવ-તાઓ કીંકર થઇને આવ્યા છે માટે હે હિત કરનારી મા? તું ઉઠ અને તારૂં જીવન સફળ કર શિવને કન્યાદાન આપ ને તારા આશ્રમને સફળ કર ને જો તું શિવની સાથે નહી પરણાવે તો બીજો ઉત્તમ હશે તેવે પણ હું નહી પરણું. હે માત્ હું તો મન વચન અને કાયાએ કરીને સાક્ષાત શંકરનેજ વરી છું. પછી તું તારી ઇચ્છામાં આવે તેમ કર. એવાં પાર્વતીનાં વચન સાંભળીને મેનાએ પાર્વતીને દાંત પીસતાં બહુજ જોરથી મારી. બીજા જે રૂષિયો હતા તેમણે પાર્વતીને મેનાના હાથમાંથી છોડાવી. " એ પછી વિષ્ણુએ ત્વાં આવીને મેનાને ઘણી સમજાવી કે હે મેના

સ્થાવર જંગમ છે તે સર્વ શંકરથી ઉત્પન્ન થયલું છે. મેં અને બ્રહ્માએ પ્રથમ દશ હજાર વર્ષ સુધી ભ્રમણ કર્યું તો પણ શિવનો પાર પામ્યા નહિ. માટે હે મેના તું અતિશય દુઃખને છોડ ને શિવને ભજ."

એમ વિષ્ણુના ઉપદેશથી કંઇક એવું ચિત્ત કોમળ થયું. એ વખતે રૂદ્રે પણ પોતાનું દયાળુપણું દેખાડવા ઉત્તમરૂપ ધારણ કર્યું પછી નારદે મેનાને કહ્યું; હે મેના તું શિવના દર્શન કર. ત્યારે મેનાએ શિવનું દર્શન કર્યું. તે વખતે જેના વાહનની શોભા તો થઇ શકેજ નહિ પોતે પ્રસન્ન ને હસતા હતા કોટી સૂર્ય જેવું જેનું રૂપ છે. સુંદર નેત્ર જેનાં છે. આભુષણયુક્ત માથે મુકુટ બિરાજે છે અને સારાં વસ્ત્રો ધારણ કર્યાં છે, ને સૂર્ય જેના ઉપર છત્ર ધરે છે ને ચંદ્ર જેને પંખા વડે પવન કરે છે. ગંગા જમના જેને ચમ્મર કરે છે, જેના અગાડી આઠ સિદ્ધિઓ નાચ કરે છે. બ્રહ્મા, વિષ્ણુ અને ઇંદ્ર આદિક સર્વ દેવ જેના અગાડી ફરે છે, અને રૂષિયોના ગણ જય-જય શબ્દ બોલી રહ્યા છે, ગાંધર્વ લોકો અપ્સરા ગણ સહિત શિવના અગાડી નાચ કરે છે શિવના ગણ ત્યાં મૃદંગ આદિક ઘણાંજ વાજીંત્રો વગાડે છે. નદીઓ સર્વ અલંકાર પહેરીને શોભતી હતી. એવા બહુ રૂપવાન શંકરને જોઇને મેના બોલી,—

જેવું દેવે શિવનું રૂપ વર્ણન કર્યું તેવુંજ હું દેખું છું. ને મારી પુત્રીને ધન્ય છે કે શિવવર માગ્યો. એમ બોલીને શિવનું વર્ણન કરીને લાજ પામતી હતી. અને શિવ પણ દેવગણ સહીત મેનાના બારણે આવ્યા અને મેનાએ ત્યાં બ્રહ્મા-વિષ્ણુ સહીત શંકરનું પુજન કર્યું.

એ સમયે સર્વ સ્ત્રીઓ પોતાનાં અનેક કામ છોડીને શંકરને જોવા સારૂ આવતી હતી. તેમાં કોઇક સ્ત્રી સ્નાન કરવું છોડી ને ભેંના દીલે આવી હતી, તો કોઇક સ્ત્રિ કાપડાની કસને બાંધતી શંકરનાં દર્શન સારૂ આવતી હતી–ને કોઇક સ્વામીની સેવા કરવી અધુરી મૂકીને આવી હતી–તો કોઇક અવળું લુગડું પહેરીને આવી હતી–ને કોઇકિ ભોજન માટે બેઠેલા પોતાના પતિને ત્યાં મૂકીને પ્રભુનાં દર્શન અર્થે આવી હતી–તેમાં એક સ્ત્રી ગાયનું દોહવાનું મૂકીને આવી હતી–ને કોઇક સ્ત્રી પોતાના પગને અડધા રંગેલા મૂકીને આવી હતી. એમ નાના પ્રકારના કામને મૂકીને નગરની તમામ સ્ત્રીઓ આવી હતી. ને તેઓ શંકરનું રૂપ દેખીને મોહ પામતી હતી. ને જેમ અચેતન પુતળીઓ હોય તેમ ઉભી રહી હતી. પછી એક ક્ષણવાર ઉભી રહીને બોલી.

કે પાર્વતીયે શિવ માટે તપ કર્યું તે બહુજ સારૂં કર્યું. આ તે શું શંકરનું રૂપ જુઓ તો! ખરાં તેનુ વર્ણન થઇ શકે એમ નથી. હે સખીયો શંકરનું નામ તો યથાર્થ દેખાય છે. તે હિમાલયમાં રહેનારા લોકનાં નેત્ર સફળ થયાં ને જે કોઇ સાક્ષાત્ શંકરનું રૂપ દેખે છે તેનું જીવન સાર્થક છે. ને પાર્વતીએ જે શિવ ઉપર તપ કર્યું–તે સર્વ કાર્ય સિદ્ધ કર્યું. ને એને ધન્ય છે કે શિવવર પામી. સદાય અચિંત્ય સુખના કારણ જે શિવ તેમની સાથે ક્રીડા કરશે. ને જયારે આ શિવ પાર્વતીનું જોડું છે, તેનો સંજોગ કરવા બ્રહ્મા સમર્થ થશે, ત્યારે એના તપની મહેનત સર્વ સફળ થશે. ને તપ વિના શિવનો સમાગમ દુર્લભ છે. જેમ લક્ષ્મિનારાયણને પામી શોભે છે, તેમ પાર્વતી શંકરને પામીને શોભશે. એવાં વચન કહીને સ્ત્રીઓ પાર્વતીને ધન્ય છે.

એમ બોલતી હતી. ચંદન આક્ષતથી શિવને વધાવતી હતી ને તે વાર્તા સાંભળતા-સાંભળતા શિવ મેનાને બારણે આવતા હતા. અને વિષ્ણુ આદિ સર્વ દેવો શિવની પાસે રહેતા હતા કારણ કે કોઇ માણસ શીવની વાસ્તે કૌતુક કરશે. એમ જાણીને સાવધાન રહેતા હતા. એ વખતે મેના પોતે હર્ષયુકત થઇને પોતે શ્રૃંગાર સજીને લાજ પામતી દેવતાઓની સમીપમાં આવી. ને શિવનું પુજન કરી-ને પોતે શીવનું નાક ઝાલીને દેવના ભયથી ઝટ ખેંચીને મશ્કરી કરી ઘેર જતી રહી અને બ્રહ્મા એ વખતે રૂષિઓ સહીત મંડપમાં ઉભા હતા તેમને જોઇ શિવ ખુશી થતાં ત્યાં આવ્યા. તે વખતે હિમાચળ પોતે સ્નાન કરીને સ્ત્રી સહિત ત્યાં આવ્યો. વિવાહનો પ્રયોગ કરીને બ્રહ્મા વેદનો ઉચ્ચાર કરતા હતા રૂષિઓ શિવ પાર્વતિના ગોત્રનો ઉચ્ચાર કરતા હતા અદર્ય-પાદ્ય. પૂજા કરીને આચમન આપીને હિમાચળે વિધિસહિત શિવને સુંદર વસ્ત્ર આપ્યું. તિલક કરીને પુષ્પના હાર તથા કડાં કંઠી વિગેરે યથા યોગ્ય પહેરાવતો હતો. એ પછી બન્ને સ્ત્રિપુરૂષ હર્ષયુક્ત મંડપમાં આવીને અગ્નિનું સ્થાપન કરીને વિવાહની વિધિ કરતાં હતાં ને મંડપમાં શિવપાર્વતી અગ્નિના ચારવાર મંગળ ફેરા ફરતાં હતાં.

અહીં વિવાહમાં જે કામ બાકી હતું તે કામ બ્રહ્મા કરાવતા હતા પછી બ્રહ્માએ કન્યાને આજ્ઞા આપીને ધ્રુવના તારાનું દર્શન કરાવ્યું. ફેર શિવને આસન ઉપર બેસાડીને સ્વસ્તિવાચન કર્યું વેદોક્ત મંત્ર પ્રમાણે આશિર્વાદ આપ્યો, ને દેવતાઓ જગત્‌ની માતા પાર્વતી દેવીને નમસ્કાર કરીને શિવને નમસ્યાર કરીને કહેતા હતા કે હે શિવ ત્હમે જગત્‌ના પિતા છો. અને

મા પાર્વતી જગત્‌ની માતા આજથી થઇ એમ કહીને દેવતા
ા જય-જય શબ્દ કરતા હતા. ને અપ્સરાઓ ત્યાં નાચતી
ી. ને ગાંધર્વો ખુશીથી વાજાં વગાડતા હતા. તે હિમાચળ
ા ત્યાં પોતાના આત્માને વ્યર્થ માન તો હતો. ને પોતાના
ાશ્રમને સફળ માનતો હતો. અને શિવપાર્વતીને પોતાનાકુળ દેવતા
પૂંજીને મંડપ વધાવીને તથા કંકણુ બંધન છોડીને શીઘ્ર સર્વ
વતાઓને નમસ્કાર કરીને સર્વેનો અનુગૃહ કરતા હતા. તે
ર્વેની પુજા કરતો હતો. તે દેવતાઓ મનમાં પ્રસન્ન થયા કે
હીમાચળે આપણી પૂર્ણ સેવા કરી છે. શિવે તથા હિમાચળે છે
આપણને બહુ માન આપ્યુ એમ ધન્ય ધન્ય માનતા હતા.
અને મેના પણ ત્યાં પ્રસન્ન મુખ કરીને જે દેવોની તેણીએ નિંદા
કરી હતી તેમની ક્ષમા માગતી હતી, અને એમ કહેતી હતી કે
હું ધન ધન્ય છું કૃત કૃત છું કારણકે મારી પુત્રી આવી ઉત્તમ
થઇ. અને આ પુત્રિએ મારૂં કુળ પવિત્ર કર્યું ને પાર્વતિ જો મારા
પેટે ન જન્મી હોત તો તમે સર્વ દેવતાઓ જગતનું કારણ જે
શિવ તથા દિવ્ય રૂષિયો જે છે તે તથા સાક્ષાત સનાતન વિષ્ણુ
એ સર્વે મારો ગૃહસ્થાશ્રમ પવિત્ર કરવા માટે કયાંથી આવત ?
હે દેવો હું મારા પાપથી છુટવા માટે તમારી પ્રાર્થના કરૂં છું.
ને હે જગત્‌ના ઇશ્વરો મારો અપરાધ ક્ષમા કરજો એમ પ્રાર્થના
કરીને તથા દેવોને નમસ્કાર કરીને ક્ષમા માગતી હતી ને હિમા-
ચળ પણ સર્વને નમસ્કાર કરીને એમજ કહેતો હતો. પછી
દેવતાઓ ત્હેને આમ બોલતા હતા કેઃ—

હે હિમાચળ ત્હને ધન્ય છે. તું કૃતકૃત્ય છે. ને તારૂં
જીવીત તેં સફળ કર્યું છે, કે તેં કન્યાદાન સાક્ષાત્ શંકરને આપ્યું

એમ કહીને ફેર દેવતાઓ મેનાને કહેતા હતા. કે હે મેના ત્હને ધન્ય છે. કે તું ગીરીરાજની પતિન મેના નામે વિખ્યાત થઇ ને ત્હારા માટે પાર્વતી એક રત્ન ઉત્પન્ન થઈ ને તારો જે તિરસ્કાર તે હમે સુખરૂપ માન્યો છે. તારૂ સૌભાગ્ય નિરંતર વૃદ્ધિ પામો. તારૂ કલ્યાણ થાઓ. ને અમો હવે જઇએ છીએ. સર્વે દેવતાઓએ મેના તથા હિમાચળને આશિર્વાદ દઇને ને સર્વ દેવોએ પાર્વતી તથા શિવને એક રથમાં બેસાડીડયાં ને અગાડી કરીને ગાન કરતા–વાજાં વગાડતા. હર્ષયુક્ત શિવપરાયણ થઇને વિદાય થયા એ સમયે હિમાચળ આદિક સર્વે પર્વતો શિવને વળાવવા નિકળ્યા. મેના વિગેરે પર્વતની સ્ત્રિઓ પણ પાર્વતીના પછાડી જતી હતી. તેઓ ઠેઠ ગંધમાદાન પર્વત સુધી જઇને તેમની આજ્ઞા લઇને આનંદ પામતાં પાછા વળ્યાં ને પર્વતો પોતપોતાને સ્થાને ગયા ને એમના સુખની વૃદ્ધિ કહી ન શકાયા એવી થઇ. વિષ્ણુ આદી સર્વ દેવતાઓ પવિત્ર અંતઃકરણવાળા રૂષિયો જે ત્યાં આવ્યા હતા તે સર્વ ગાન કરતા હતા. વાજાં વગાડતા કૈલાસ પર્વત ઉપર જઇ શિવ પાર્વતીને તેમના મંદીરમાં મૂકીને પછી શિવની પ્રાર્થના કરીને તેમનો આજ્ઞા લઇને વિવાહ તથા શિવની કૃપાનો વખાણ કરતા પોત પોતાના આશ્રમ પ્રત્યે વિદાય થયા. એ પછી શિવ–પાર્વતીનો સંયોગ દેખીને દેવતાઓને ઉત્તમ પ્રીતિ થઇ. જે પ્રિતિ સો વર્ષ સુધી કહીએ તો પણ કહી શકાય નહિ એવી હતી. ઇતિશિવમ્

(શિ. પુ. જ્ઞાનસંહિતા)

